# દીબાચો.



જમશેદી નોરોજ ઉપર "રાસ્ત ગોફતાર"માં તે પતર તથા મારી વચ્ચે કેટલીક તકરાર ગયા સાલના મારચ, એપરીલ તથા મે માસોમાં ચાલી હતી. તે પતરમાં આવેલી તકરારની વીરૂધ મારી તકરાર હતી. તેથી મને સલાહ મલી હતી કે તેજ પતરની વીરૂધની તકરાર તેજ પતરમાં ચલાવવાથી મારી તકરારને આખેરશ ઇનસાફ મલનાર નથી. પણ મારી તકરાર કોઇ બીજાં પતરમાં ચાલવાથી "રાસ્ત"ના ઘરાકોને તે વાંચવાની તક મલે નહીં, તેથી તે સલાહ ઉપર ધયાન નહીં આપતાં, મેં મારી તકરાર "રાસ્ત"માંજ ચલાવવાનું દરોસ્ત વીચારયું. ત્રણ મહીના સુધી ઘણી ગંભીરાઇથી અરસપરસ તકરારો ચાલી હતી. "રાસ્ત"ની તકરારો તા૦ ૧૯ મી મારચ, ૯ મી, ૧૬ મી, ૨૩ મી તથા ૩૦ મી એપરીલ ૧૮૮૨ ને દીને છપાઇ છે. પણ આખરે "રાસ્ત" માં તા૦ ૧૪ મી મેને દીને તકરારની બાબદને વલગી રેહેવાનું છોડી દીધામાં આવયું તયારથી મારા દોસ્તોની સલાહ સ્વીકારી તકરાર કરવાનું મેં છોડી દીધું.

જરતોશતી અભીઆસ, આંક ૩ જો, પાંનું ૧૧૯, લીટી ૧ થી ૫ સુધીમાં આપણ વાંચીએ છીએ કે :—"તકરારની બાબદ સાથે વલગી રેહાને બદલે તકરાર કરનારોને પણ સાથે સનડોવેલાછે. હેવું થઆથી એક રવાઇઓજ પડી ગીઓ હોય કે તકરાર કરતાં સામબાની (ખાંપણ) પણ થોડીક દાખલ કરવી હેવું લાગેછે. એ માઠી તબેને લીધે ઘણીએક તકરારનું સેવટ આવતાં રહી ગયું છે."

હું બહુચીત દલગીર છું કે ઉપલાં કારણથી આ સુભ તથા અગતયની તકરારનું સેવટ આવતાં રહી ગયું છે.

કાંઇ ગેરસમજુતી નહીં થાય-માટે હું જણાઉ છું કે મારો વીચાર આપણી વારસ્તક ગણત્રીમાં આફતાબી ચાલ દાખલ કરવાનો છે, પણ તેમ કરતાં જે કેટલીક અડચણો નડેછે તેનો મનમાનતો નીવેડો આગલથી થવો જોઇએ. તકરારની બાબદોનો સાર નીચે મુજબ છે :—

૧. શેઠ ખ૦ ર૦ કામાજીએ પેહેલે એવું સુચવયું હતું કે ૪ વરસે ૧) દહાડો વધારવો તેનું નામ "અવરદાદસાલગાહ" કરીને આપવું.

૨. તે ઉપરથી સવાલ ઉભો થાયછે કે આપણામાં કોઇ ગુજરે તેની ક્રીઆ જે રોજ અને જે માહા અથવા જે ગાથાએ તે ગુજરે તે રોજ અને તે માહા અથવા તે ગાથાએ કરવી જોઇએ. હવે અવરદાદ સાલગાહને દહાડે કોઇ ગુજરે તેની વરસીની ક્રીઆ કયારે કરવી? એ ગાથાતો દર ૪) વરસે આવે, તયારે તેની વરસી પાંચમાં ગાથાએ કરવી કે બેસતાં વરસે કરવી?

૩. એનો જવાબ અપાતો નથી તયારે "રાસ્તે" સુચવયું છે કે શેઠ ખ૦ રૂ૦ કામાજીના સમજાવયા પરમાણે દર ૪ વરસે ૧ દહાડો અવરદાદ સાલગાહના નામથી નહીં વધારવો, પણ દર ચાર વરસે વેહેસતોયસત ગાથા બે દાહડા સુધી લંબાવવો!

૪. એ વીશે નીવેડો આવવાનો બાકી રહયોછે.

૫. સુરજની ચાલ ૩૬૫ા દહાડાની નથી પણ ૧૧ મીનીટ અને ૧૦ સેકંડને આસરે કમ છે, તેથી તે કસર લાવી મુકવા યુરોપીયનો દર ૪૦૦ વરશે ૧૦૦ દહાડા વધારવાને બદલે ફકત ૯૭ દહાડા વધારેછે. તે વીશે આપણે કેમ કરવું તે નકકી કરવાનું રહયું છે.

૬. શેઠ ખ૦ રૂ૦ કામાજીની તકરાર એવીછે કે ધમબારોને પોતાના હીંગામ પર લાવવા સારૂ સરવે જરથોશતીઓએ એક મત થઇ જમશેદી નોરોજથી નવું વરસ શરૂ કરવું.

૭. પણ દર દેશમાં રૂતુઓનો ફેરફાર સરખો થતો નથી તેથી સવાલ ઉભો થાય છે કે તેમ કીધાથી દર શેહેરમાં ધમબારો પોતાનાં હીંગામ પર આવવાના નથી. અને જો ધમબારો હીંગામ સર થાય નહીં તો ખોટું થાય એવું શેઠ ખ૦ રૂ૦ કામાજીએ આપણને સમજાવેલું છે. તયારે "રાસ્તે" તકરાર લીધી છે કે દર દેશમાં સુરજ એકે વખતે ઉગતો નથી તેથી પારસીઓ ગેહો જુદી જુદી વખતે જુદા જુદા દેશોમાં ભણેછે તેમ તેઓ ધમબારો જુદી જુદી વખતે જુદા જુદા દેશોમાં કરે તો કાંઇ હરકત નથી!

૮. હવે શેઠ ખ૦ રૂ૦ કામાજીએ સમજાવયું છે કે નવાં વરસ પછી અમુખ દહાડે દર ધમબાર પડવો જોઇએ. ને ઉપલી "રાસ્ત" ની તકરાર પરમાણે જો પારસીઓ ધમબારો જુદી જુદી વખતે જુદા જુદા દેશોમાં કરેતો દર દેશમાં નવું વરસ જુદી જુદી વખતે પડવું જોઇએ!

૯. એમ કરવું અશક્ય થઇ પડેછે તયારે "રાસ્તે" વલી દલીલ ઉઠાવીછે કે ઉતર દક્ષીણ ગોલારધોમાં ફકત બે નવાં વરશો છ છ મહીનાના અંતરે કરવાં!

૧૦. તેમ કીધાથી સવાલ ઉભો થાયછે કે ઇકવેટરની આસપાસ થોડે થોડે છેટે એકજ કુટુંબના માણસો રહેતાં હોય, અને તેઓ ઉતર દક્ષીણ આવજાવ કરતાં હોય, અને વેપારને અરથે પારસીઓને ઉતર દક્ષીણ આવજાવ કરવું પડે તો તેઓ પોતાના રોજ માહા શું વારેઘડીએ અવાર નવાર ભણયા કરે? અને ખુદ ઇકવેટર પર રહેનારાઓ કેમ કરે?

૧૧. એનો જવાબ અશકય થઈ પડેછે તયારે "રાસ્તે" વલી તકરાર લીધી છે કે આખી દુનીયામાં એકજ નવું વરસ રાખીને ઉતર દક્ષીણ ગોલારધોમાં ઘમબારો છ છ મહીનાને અંતરે કરવા!

૧૨. તેમ કીધાથી પણ ઘમબારોને ઠીંગામપર લાવવાની આપણી મકસદ સરતી નથી અને સવાલ ઉભો થાય છે કે ખુદ ઇકવેટર પર રહેનારાઓ ઘમબારો કેવી રીતે કરે? અને ઇકવેટરની આસપાસ થોડે છેટે એકજ કુટુંબનાં માણસો રહેતાં હોય, અને તેઓ ઉતર દક્ષીણ આવ જાવ કરતાં હોય, અને વેપારને અરથે પારસીઓને ઉતર દક્ષીણ આવ જાવ કરવું પડે તો તેઓ પોતાના ઘમબારો વારેઘડીએ શું અવારનવાર કરયા કરે?

૧૩. હવે ઇકવેટર પર રહેનારાઓ વીશે જરૂર આપણે ચીંતા રાખવી જોઇએ, પણ તકરાર ખાતર તે ચીંતા નહીં રાખતાં, જાણે એમ ધારો કે સરવે પારસીઓ એક મતથી એકજ નવું વરસ રાખીને ઉતર દક્ષીણ ગોલારધોમાં ઘમબારો છ છ મહીનાના અંતરે કરવા કબુલ રાખે તો શેઠ ખરશેદજી રૂશતમજી કામાજીએ સમજાવવું છે કે નવાં વરસ પછી અમુખ દહાડે દર ઘમબાર પડવો જોઇએ તે વાત તદન નાપાયદાર થાયછે, અને ઘમબારો રૂતુઓનાં જશનો છે તે જે ગણતરીઓથી એ શેઠે સાબેત કીધું છે તે ગણતરીઓ તદન ખોટી થઇ પડેછે.

૧૪. અને એટલુંજ નહી પણ એક દેશની નજદીક સુરજ હોવા છતાં અને તેથી તયાં ઘણી ગરમી પડવા છતાં તયાં સરદીની મોસમનો ઘમબાર કરવો પડે! અને એક દેશથી સુરજ દુર હોવા છતાં અને તેથી તયાં ઘણી સરદી પડવા છતાં, તયાં ગરમીની મોસમનો ઘમબાર કરવો પડે!

૧૫. તેથી એ છેલ્લો રસ્તો પકડવાથી પણ ધમબારોને હીંગામ પર લાવવાની આપણી મકસદ સરતી નથી. અને ધમબારો જો હીંગામ સર થાય નહીં તો ખોટું થાય એવું શેઠ ખરશેદજી રૂશતમજી કામાજી એ આપણને સમજાવેલું છે, તયારે કરવું કેમ તેનો નીવેડો આવવાનો બાકી રહયો છે.

૧૬. શેઠ ખરસેદજી રૂશતમજી કામાજી કહેછે કે આપણાં નવાં વરસનો દહાડો દે મહીનો ને હોરમજદ રોજ છે, ફરવરદીન મહીનો ને હોરમજદ રોજ નથી.

એ વીશે તથા ઉપલી ગુંચવણો વીશે ખોલાસો થવાની "રહેનુમાએ સભા" તરફથી ઉમેદ રાખવામાં આવી હતી. પણ ગયા જમશેદી નોરોજ ને ટાંકણે એ સભા તરફથી, જેમ આગલ ઘણી ખરી વખતે થતું હતું તેમ, એકુ ભાષાણ પણ થયું નહીં, અને સરવે સવાલોના જવાબનો નીવેડો આવવાનો બાકી રહયોછે.

તેથા "શાસત"માં જે મારાં પતરો છપાયાં છે તે ચોપાંનીયાંના આકારમાં સેજ ફેરફાર સાથે જાલવી રાખવાનું મેં દરોસ્ત વીચારયું છે કે હવે પછી કોઇ વખતે એ બાબદોનો મનમાનતી રીતે ફડચો થઈ શકે.



# જમશેદી નોરોજ.

## જંગબારનું જરથોશતી ફંડ.

[આ પત્ર આ ખીનાને લગતો હોવાથી અતરે ઉતારી લીધો છે, તા૦ ૧૨મી મારચ ૧૮૮૨ ના "રાસ્ત" માંથી.]

રાસ્ત ગોફતાર તથા સતય પ્રકાશના અધીપતી સાહેબ,

જત જંગબારના જરથોસતીઓને અવલમંજલ પોંચાડવાના ફંડ વીશ તમારા પત્રમાં તમોએ તયાના જરથોસતીઓની મોટી સંખયાની અરજ ઉપરથી કેટલુંએક લખાંન કરી એ ફંડમાં મદદ કરનારાઓને તે મદદ તમારા ઉપર મોકલી આપવાની શુચનાં કીધી હતી. પણ તયારબાદ એ બાબદને લગટા એથી ઉલટા લખાનો અવારનવાર નુશપેપરોમાં આવવા લાગાં. આખરે સાર એવો નીકલેછે કે તમારા પત્રમાં પેલ્લીવાર છપાવનાર અનજુમને ઉભાં કીધેલાં ધરમના કામો પારસી પંચાતની રીતીથી ઉલટાંછે એવું દેખાડવાને કોઇબી વાજબી કારણ નથી, વાસતે આ સાથે એક ક્ષણીજ નજીવી રકમની નોટ ૧) રૂ૫) વાલી બીડીછે તે મેહેરબાંની કરી જંગબારના જરથોસતી અંજુમનનાં અવલમંજલનાં ફંડમાં મોકલી આપસોજી.

લા૦ આફ્રીકાના પારસીઓની આબાદીનો ચાહનાર,

એક જરથોસતી.

---

## જમશેદી નોરોજ.

"રા૦ ગો૦ તથા સ૦ પ્ર"ના અધીપતી જોગ, મુંબઇ.

સાહેબ—"પારસીઓનું નવું તથા કસરનું વરશ તથા રપીથવન અને ગાહામબારોનાં જશનો વીશે," મેં એક નહાનું ચોપાંનીઉં પ્રગટ કર્યું છે, તેનો રીવયુ તમારા પત્રમાં ચાલતા માસની તા૦ ૫) મીએ, તમોએ "એક અભીઆસી" ની સહીથી લીધોછે, તે વીશે હું તમારો ઉપકાર માનુંછું.

"અભીઆસી"ની કહેવાની મતલબ એ છે કે આપણાં નહાના ટોલામાં બે તડાં પરેલાંછે, તેને એક કરવાને બદલે, ગમે એટલાં બીજાં તડાંઓ પડે નો પડે, પણ દુનીયાંના સરવે મુલકોમાં હુનાલો હોય તયારે હુનાલાનાં, અને શીઆલો હોય તયારે શીઆલાનાં જશનો, અને એવીજ રીતે તમામ જશનો કરવાં. ઉલટપાલટ કરવાં નહીં, તયારે હવે એ બોધનુ અનજામ શું આવેછે તે જોવો.

આપણ જાણીએ છીએ કે જુદી જુદી ઠેકાણે જુદી જુદી વખતે વસંત, ગરમી, અનાજ, સરદી વગેરેની રૂતુઓ હોયછે. કલકતા, એડન, ઇંગલાંડ વગેરે જગાઓમાં જુદી જુદી વખતે જરથોશતીઓ ગેહો ભણેછે, તેનો દાખલો આપીને 'અભીઆસી' ની સમજાવવાની મતલબ એછે કે, જે ઠેકાણે વસંત હોય તે વખતે વશંતનો મેદીઓજરેમ ગાહામબાર, જે ઠેકાણે હુનાલો હોય તે વખતે હુનાલાનો મેદીઓશેમ ગાહામબાર, જે ઠેકાણે અનાજની મોસમ હોય તે વખતે અનાજની મોસમનો પેતેશેમ ગાહામબાર, જે ઠેકાણે સરદી હોય તે વખતે સરદીનો મેદીઆરેમ ગાહામબાર, અને એવીજ રીતે તમામ ગાહામબારો કરવા જોઇએ. શેઠ ખ૦ રૂ૦ કામાજીએ આપણને સમજાવવું છે કે નવા વરસથી ૪૫) મે દહાડે વસંતનો મેદીઓજરેમ ગાહામબાર, ૧૦૫) મે દહાડે હુનાલાનો મેદીઓશેમ ગાહામબાર, ૧૮૦) મે દહાડે અનાજની મોસમનો પેતેશેમ ગાહામબાર, ૨૯૦) મે દહાડે સરદીનો મેદીઆરેમ ગાહામબાર, અને એવીજ રીતે તમામ ગાહામબારો કરવા જોઇએ.

તયારે એ ઉપરથી એવું સીધ થાયછે કે દરેક દેશોમાં જુદી જુદી તેરીખોથી આપણે આપણાં નવાં વરશોના દહાડા મુકરર કરવા જોઇએ! પરીણામ આવું વાંધા ભરેલું, ગુચવણ ભરેલું, પીડાકારક, અને તેટલા માટે રદ કરવા લાયકછે. તયારે આપણે કરવું શું? "અવસતાની અને આજની વીદયાની માહેતગારી" ધરાવનાર "અભીઆસી"ના બોધ પ્રમાણે, જો આપણે ચાલીએ છીએ તો, આપણને શેંકડો નવાં વરસો કરવાં પડે છે. એવો બોધ કયો જરથોશતી કબુલ રાખશે? એ બોધ પોતાનીજ તકરારથી જો રદ થાયછે તો, એવું સીધ થાયછે કે ગાહામબારો સરવે ઠેકાણે તેઓની આસપાસની રૂતુઓ પ્રમાણે હોય નહીં. તેથી 'અભીઆસી' અને તેવણના જેવા બીજાઓએ પોતાના ખયાલી વીચારો તરક કરવા જોઇએ.

શેઠ ખરશેદજીએ પોતાના ભાશણોનો સંગ્રહ છપાવયોછે તેને પાને ૧૫૧) મે શેઠ નવરોજજી ફરદુનજી કહેછે કે "આપણા નાધલા ટોલામાં જે તડાં પડીઆંછે તે એક થાય એવી શેઠ ખરશેદજીની નેક નેમ છે. મેં ભય બતાવયોછે કે, બે ટોલાને એક કરવા જતાં, એકથી વધુ ટોલાઓ થઇ જાયછે તે ઉપરથી 'અભીઆસી' અને તેવણના જેવા બીજાઓએ પોતાના ખયાલી અને વેહેમી વીચારો તરક કરવાને બદલે, તે મારા ભયને તેઓએ 'ખયાલી' ગણયો છે. 'અભીઆસી'એ અને તેવણના જેવા બીજાઓએ પારસીઓમાં બીજાં ગમે એટલાં તડાં પડેતો પડે, અને આપણને ગમે એટલાં નવાં વરશો કરવાં પડે તો કરીએ એવો વગર વીચારનો બોધ કરવો મુકી દેવો જોઇએછે.

આ કાગલ તમારાં વખાણાયલાં પત્રમાં છાપવાની જગા કરશોજી.
મુંબઇ, તા૦ ૮ મી મારચ ૧૮૮૨.

અ. સો. દ. કા.

---

"રા૦ ગો૦ તથા સ૦ પ્ર૦" ના અધીપતી જોગ—

સાહેબ—જુદે જુદે ઠેકાણે ટડાં પડી જાયછે એવો ભય મેં બતાવયોછે તે ટડાંનો બોલ કાઢી નાંખીને, રોજ માહા અવારનવાર ભણવા પડે છે એવું કબુલ રાખીને; અને એકજ ગોળારધમાં જમીનનાં તથા આબોહવાનાં કારણોથો રૂતુઓનો ફેરફાર થાયછે તેને ધયાન પર નહી લેતાં, સુરજની કુદરતી ચાલના આધાર ઉપરથી એકજ વખતે ઉતર દક્ષીણ ગોળારધોમાં ફકત બે ભણતરો ભણવાનું રાખીએ, તોપણ અગર બે નવાં વરશો છ છ મહીનાના અંતરે ઠેરવવાં જોઇએ, યા બંને ગોળારધોમાં રોજ માહા એકજ રાખીને છ છ મહીનાના અંતરે જશનો કરવાં જોઇએ— અને અસુલથીજ શેઠ ખ. રૂ. કામાજી, શેઠ નવરોજી ફરદુનજી તથા 'અભીઆસી' વગેરેની મકસુદ એવીછે એવું કબુલ રાખીએ—તો આફરીને ગાહામબારની એબારત દક્ષીણ ગોળારધને સારૂ તદન બદલવી જોઈએ. અને ઇકવેટરની આસપાસ થોડે થોડે છેટે એકજ કુટુંબના માણસો રહેતાં હોય અને તેઓ ઉતર દક્ષીણ આવજાવ કરતાં હોય તેને વાસતે કેમ કરવું? અને કેટલાક વેપારીઓને અને શફરીઓને ઉતર દક્ષીણ આવજાવ કરવું પડે (અને નવાં વરશો કરવાનો ઠરાવ રાખયો હોય) તો

તેઓ પોતાના રોજ માહા વારેઘડીએ અવારનવાર ભણયા કરે ? અથવા (રોજ માહા એક ગણેલા હોયતો) તેઓ જશનો શું અવારનવાર કરયા કરે ? એટલે ઉતરમાં આજે તીર મહીનો ભણીને અથવા ગરમીનો ગાહામબાર કરીને દક્ષીણમાં જાય તયારે તયાં વલી તુરતજ દે મહીનો ભણે અથવા સરદીનો ગાહામબાર કરે ? અને ખુદ ઇકવેટર પર જશનો તથા ગેહોના ભણતરો કેમ ભણવાં અને તે ઠેકાણાને વાસતે આફરીનની એબારત કેવી રીતે બદલવી ? જો ગાહામબારો રૂતુઓનાંજ જશનો છે તો ઉપલો ગુચવાડો મટાડવો મુશકેલ છે. મારૂં મત એવું છે કે ગાહામબારો પેદાએશોના જશનો છે તેથી કાંઇ ગુચવાડો રહેતો નથી પણ મારો વીચાર ભુલ ભરેલો હોય તો તમારો 'અભીઆસી' વધારે ખુલાસો કરી શકે, માટે મેહેરબાની કરીને આ કા૦ તમારાં વખણાયલાં પતરમાં છાપવાની જગો કરશોજી.

મુંબઇ, તા૦ ૨૦ મી મારચ ૧૮૮૨.

આ. સો. દ. કા.

---

## બન્ને ગોળારધોમાં ગાહામબારો શું અવારનવાર કરવા જોઇએ ?

"રા૦ ગો૦ તથા સ૦ પ્ર૦" ના અધીપતી જોગ—

સાહેબ—કેટલાએક "અવસતાની તથા આજની વીદ્યાની માહેતગારી"વાળા સાહેબો કહેછે કે ઘમબારોના અરથો રૂતુઓના થાયછે તેથી ઉતર દક્ષીણ ગોળારધોમાં છ છ મહીનાને અંતરે જશનો કરવાં પડેતો તે કાંઇ વાંધા ભરેલું નહી કહેવાય. જો ઘહમબારોનાં સોધી કાઢેલા અરથો ખરાછે તો આગલા વખતમાં બેસતું વરસ જમશેદી નોરોજ સાથે આવયું હોય તેથી ઈરાંનની રૂતુઓ ઉપરથી ઘમબારોનાં સીફાતી નાંમો પડયા હોય, માટે અરથો ઉપરથી એવું નહી ઠરતું કે ઘમબારો સરવે મુલકોમાં તેના અરથ પરમાંણેની રૂતુઓ ઉપરજ આવવા જોઇએ. એરવદ કા૦ એ૦ કાંગા અશાયરેમ ઘમબારને વાસતે પોતાની ખોરદેહ અવસતા કેતાબને પાને ૧૫૫)મ લખેછે કે "એ બોલનો ચોકસ અરથ હજુર સુધી ઠરયો નથી." ઘમબારોના અરથો એક જબાનશનાશે એક રીતે તો બીજાએ બીજી રીતે કીધાછે. અને એક મુલનો અરથ એક જગે એક

રીતે તો તેજ મુલનો અરથ બીજી જગોએ બીજી રીતે સમજાવેલોછે. માટે ધમબારોના અરથો ઉપર ભરૂસો રહેતો નથી. ધમબારોને ફુસલો સાથે જો સંબંધછે તો સુરજનીજ ચાલ ઉપરથી પુરવાર થાયછે કે દરેક જગોએ જુદી જુદી વખતે ગરમી તથા સરદીનાં જશનો કરવાં જોઇએ. વીષુવવરૂત કાંઇ એવી ખરી લીટી નથી કે તે 'દુનયાંને' કાપીને બે ઉતર દક્ષીણ કટકા કરેછે. અને તેથી ઉતર દક્ષીણ રહેનારાઓ એકમેકથી જુદા રહી પોતપોતાનાં નવાં વરસો યા છ છ માસને અંતરે જશનો કરી શકશે. પુરૂથવી પોતાની ધરી ઉપર પશચીમ પુરવ ફરી રહેછે, તયારે રાત અને દહાડો પુરો થાયછે, પુરૂથવીના વીભાગો કરવા માટે રેખાંશને નામે તે લીટીઓને આપણ ઓલખીએ છીએ. અને પુરૂથવી સુરજની આસપાસ ફરી રહેછે, તયારે સરવે મુલકોમાં જુદી જુદી વખતે રૂતુઓનો ફેરફાર થાયછે, પુરૂથવીના વીભાગો કરવા માટે અક્ષાંશને નામે તે લીટીઓને આપણ ઓલખીએ છીએ. અને કામેલ લખનારાઓ આપણને સમજાવેછે કે જેમ જુદી જુદી રેખાંશો ઉપર રેહનારાઓ જુદી જુદી વખતે ગેહો ભણેછે, તે ધરમને અનુસરતું છે; તેમ જો જુદી જુદી અક્ષાંશો ઉપર રેહનારાઓ જુદી જુદી વખતે જશનો કરે તો તે તડાં નહી કહેવાય. હવે એમ સમજજો કે ઉતર ગોળારધમાં એડન શેહેરછે તેને માથે સુરજ આવેલોછે, ને તેથી જો આખા ઉતર ગોળારધમાં ગરમીનું ભણતર ભણવું જોઇએતો, સ્કોટલાંડ જે કે ઉતરે ૫૫) ડીગરીને છેટેછે, તયાં પણ ગરમીનું ભણતર ભણવું જોઇએ! અને નયુગીની જે ફકત ૫) ડીગરી દક્ષીણેછે, તયાં સરદીનું ભણતર ભણવું જોઇએ! એમ કાંએ હોવું જોઇએ? સ્કોટલાંડ જે ૫૫) ડીગરીને છેટેછે તે સુરજની નજદીક કાંએ ગણાએ? અને નયુગીની જે ફકત ૫) ડીગરીને છેટેછે તે સુરજથી દુર કાંએ ગણાય? એથી ઉલટાવીને એમ સમજો કે દક્ષીણ ગોળારધમાં જાવા ટાપુ છે તેને માથે સુરજ આવેલોછે, ને તેથી જો આખા દક્ષીણ ગોળારધમાં ગરમીનું ભણતર ભણવું જોઇએ તો, ટેસમેનીયા જે કે દક્ષીણે ૪૫) ડીગરીને છેટેછે, તયાં પણ ગરમીનું ભણતર ભણવું જોઇએ! અને કોલંબો જે ફકત ૭) ડીગરી ઉતરેછે તયાં સરદીનું ભણતર ભણવું જોઇએ! એમ કાંએ હોવું જોઇએ? ટેસમેનીયા જે ૪૫) ડીગરીને છેટેછે તે સુરજની નજદીક કાંએ ગણાય? અને કોલંબો જે ફકત ૭) ડીગરીને છેટેછે તે સુરજથી દુર કાંએ ગણાય? વાંચનારા સાહેબો, એવા હજારો દાખલા પોતેજ આપી શકશે. અને તે ઉપરથી તેઓ જોશે

કે ધમખારોને ફસલો સાથે જો સંબંધછે તો જે દેશ જે વખતે સુરજની નજદીક હોય તયાં ગરમીનાં જશનો કરવાં જોઇએ ! અને જે દેશ જે વેખતે સુરજથી દુર હોય તયાં સરદીનાં જશનો કરવાં જોઇએ ! ફકત ઉતર દક્ષીણ ગોળારધોમાં ભણેલાઓ બોધ કરેછે તેમ ફકત બે નવાં વરસો યા છ છ માસને અંતરે જશનો કરવાથી આપણી ગરજ પાર પડતી નથી. અને એમજ છે તો વયવહારમાં તે બનવા જોગ નથી. ઉપલી અગણી મુશકેલીઓ એક કોરે મુકીને ભણેલાઓ કહેછે કે ઉતર દક્ષીણ ગોળારધોમાં ફકત બેજ નવાં વરસો યા છ છ માસને અંતરે અવારનવાર જશનો કરવાં જોઇએછે તો તે વાત તેઓની કાબેલીઅતનાં માન ખાતર તકરાર તરીકે કબુલ રાખીને તેથી પણ ન મટી શકે એવો ગુંચવાડો જે આપણને નડેછે તે મેં તમારા તા૦ ૨૦ મી મારચના પતરમાં દેખાડયોછે, જેનો જવાબ હજુસુધી કોઇએ આપયો નથી.

ભણેલાઓનું સમજાવવાનું એછે કે જમશેદી નોરોજથી નવું વરસ બનને તડાંએ એકમત થઇ ને કીધાથી આપણાં જશનો પોતાના ઠીંગામ ઉપર આવશે. તેઓ કહેછે કે જશનો ફસલોનાંછે તેથી તો એકથી વધુ નવાં વરસો યા છ છ માસને અંતરે જશનો અવારનવાર કરવાં પડેછે. મારૂં કહેવું શું છે તે મારાં નવાં ચોપાંનયાંમાં સમજાવયુંછે કે આફતાબી ચાલની કસર નજરે લેવા ખાતર બનને તડાંએ એકમત થઇ ગ્રેગરીયન શાતો અખતીઆર કરી નવું વરસ જમશેદી નોરોજથી શરૂ કરવું. અને તે પરમાણે જરથોશતીઓ એખલાજ કાંએ તેમ કરી શકે? યુરોપીયનો, હીંદુઓ, મુસલમાનો વગેરે દુનીયાંની તમામ પરજાઓ પોતાનાં નવાં વરસો પોપ ગ્રેગરીની સીસટમ પરમાંણે તા૦ ૨૧ મી મારચથી તેઓ ચાહેતો કાંએ નહી શરૂ કરી શકે? મેહરબાની કરી તમારાં વખણાયલાં પતરમાં આ કા૦ છાપવાની જગો કરશોજી. તા૦ ૩ જી એપરીલ ૧૮૮૨.

અ. સો. દ. કા.

---

## રપીથવનનું જશન.

" રા૦ ગો૦ તથા સ૦ પ્ર"ના અધીપતી જોગ—

સાહેબ—ભણેલા સાહેબો કહેછે કે આખી દુનીયાંમાં રોજ માહ એક રાખી ઉતર દક્ષીણ ગોળારધોમાં છ છ મહીનાને અંતરે ગરમી સરદીનાં ભણતરો ભણવાં પડે તો તે તડાં નહીં કહેવાય. તકરાર તરીકે એ વાત કબુલ રાખીને, તા૦ ૨૩ મી મારચે એટલે ફરવરદીન મહીનો ને અરદીબેહેશત

રોજે ઉતર ગોળારધમાં, અને તા૦ ૨૫ મી સપટેમબરે એટલે મેહેર મહીનો ને આદર રોજે દક્ષીણ ગોળારધમાં, રપીથવનનું જશન ઇંજવાનું રાખીએ. ઉતરે ૫૩) ડીગરીને છેટે લીવરપુલ આવેલુંછે તયાં જયારે એ જશન કરી શકીએ, તયારે દક્ષીણે ૪કત ૨) ડીગરીને છેટે લોઅરગીની આવેલુંછે તયાં એ જશન નહીં કરી શકીએ. એથી ઉલટાવીને દક્ષીણે ૩૫) ડીગરીને છેટે ઓસટરેલીઆ આવેલુંછે તયાં જયારે એ જશન કરી શકીએ, તયારે ઉતરે ૪કત ૫) ડીગરીને છેટે સીલોન આવેલું છે, તયાં એ જશન નહીં કરી શકીએ. એ વાત ધયાનમાં ઉતરતી નથી. તયારે શું જે વખતે જે અક્ષાંશ ઉપર સુરજ હોય તે વખતે તયાં રપીથવનનું જશન કરવાનું ઠેરવવું જોઇએ? તેથી તો પરીણામ એવું થાય કે ઉતરે ૪કત ૨૩) ડીગરી અને દક્ષીણે ફકત ૨૩) ડીગરી ઉપરજ, એ જશન કરી શકાય! અને એ અક્ષાંશો ઉપર હજારો મુલકો આવેલાંછે, તયાં દરેક ઠેકાણે એ જશન કરવા સારૂ દહાડા મુકરર કરવા જોઇએ! એ વયવહારમાં નહીં બને એવું છે. વલી મુંબઇમાં ખોરદાદ મહીનાની આખરીએ, અને ગુજરાતમાં તીર મહીનાની શરૂઆતમાં એ જશન ઇંજવાનો હીંગામ આવશે! અને ગુજરાતની ઉતરેના ખુદ હીંદુસતાનના તમામ શેહેરોમાં, આખા યુરોપમાં, ઉતર અમેરીકામાં એશીઆના ઘણાખરા ભાગોમાં, તથા ખુદ ઇરાંનમાં રપીથવન ઇંજવાનો હીંગાંમ ખીલકુલ આવશે નહીં. અને વીષુવવરૂત પર એ જશન ઇંજવાનો હીંગાંમ વરસમાં બે વખત આવશે. ભણેલા સાહેબો કહેછે કે જેમ રેખાંશો ઉપર રહેનારા જુદી જુદી વખતે જુદી જુદી ગેહો ભણેછે તેમ અક્ષાંશો ઉપર રહેનારાઓએ જશનો કરવાં જોઇએ, તે પરમાણે તો પરીણામ ઉપર મુજબ અકલ પસંદ નહીં કરે એવું આવેછે, માટે તે રદ કરવા લાયકછે. જબાનશનાસો કહેછે તેમ એકબારગી બુનદેહેશનાં ૩૬૫) દીવસ વીશેનું બયાન આવેલુંછે તે, તથા ઘમબારની આખરીન રદ કરીએ, અને ઘમબારો રૂતુઓનાજ છે એવું કબુલ કરીએ તો, મારાં નવાં ચોપાંનીયાંને પાંને ૨૭ મેની લીટી ૧૮ થી ૨૩ સુધીમાં સમજાવયા પરમાણે સરવે ભણતરો ભણવામાં આપણું ડહાપણ સમાયલુંછે. અને તેમ નહીં થાય તો ભણેલાઓની કાબેલીયત તરફ સર નમાવીં હું પુછુંછું કે "ખુરશેદ" ની ચાલ પકડી બનને ગોળારધોમાં જુદા જુદા વખતે જશનો આપણે કેવી રીતે કરવાં? અને તમામ મુલકોમાં રપીથવન ગેહ ૭) માસ, અને બે હાવન ૫) માશ કેવી રીતે ભણવી? તા૦ ૧૧ મી એપ્રીલ ૧૮૮૨.

અ. સો. દ. કા.

# આફરીને ગાહામબાર શું ખોટીછે?

"રા૦ ગો૦ તથા સ૦ પ્ર''ના અધીપતી જોગ—

સાહેબો—ઘહમબારની આફરીન પાજંદમાંછે, અને તેમાં આદરબાદ મારેસપંદ બલકે નોશેરવાન આદેલ વગેરે નામો મળેછે, તથા ઇરાનમાં એ આફરીન ભણવામાં આવતી નથી, તથા ઘહમબારોનાં નામના અરથો રૂતુઓના થાયછે, તેથી ભણેલા સાહેબો માને છે કે યાહુદીના ધરમ ઉપરથી ભુલાવો ખાઇને આપણા નેઆગાનોએ તે ઉભી કીધેલી છે. જેમ બીસમારક આગલ ચુનનદા ઉમરાવો આજેજછે તેમ ભણેલા સાહેબોની આગલ મારૂં અદનાં સર નમાવી ફકત તકરાર ખાતર આપણ એ સવાલ ટુકમાં નીચે મુજબ તપાસીએ—ભણેલા સાહેબો કહેછે કે નામસતાએશને પાજંદમાં છે, પણ તેની શાહદત પેહેલવી ઉપરથી મલેછે, તેથી તે અસલ અવસતાની બંદગી હોવી જોઇએ. આફરીન પાજંદમાં છે, અને તેની સાબેતી ઘહમબારના આફરીનગાનની પેહેલવી શરેહમાંથી, તથા બુનદેહેશ કેતાબ જે પેહેલવીમાંછે તેમાંથી, તેમજ ઈજશનેના ૧૯ માં હામાં પણ પેદાએશોનું વરણન આવેલુંછે તેમાંથી મળેછે, તેથી મત બાંધી શકાય છે કે તે અસલ અવસતામાંખી હોવી જોઇએ. (વાંચો મારાં નવાં ચોપાંનયાંને પાને ૧૧ મેનો પેરેગરાફ ૩ જો). વલી ભણેલા સાહેબો કહેછે કે અસલ જરથોશતી મતમાં ફેરફાર કરી પેદાએશો છ દીવશમાં થઇ એવું મત તોરાતની મારફતે એશીઆખંડમાં ફેલાયું. એમજછે તો તે વખતે અવસતાની આફરીન હોવી જોઇએ. જો અસલમાં આફરીન ન હોત અને જો ઇજશનેના ૧૯ મા હા ઉપરથી એ મત તોરાતમાં દાખલ થયું હોતતો ૬ ને બદલે ૭ દહાડા તેમાં હોત. માટે સાબેત થાયછે કે અસલમાં અવસતાની આફરીન હોવી જોઇએ. અને તેમાં ૩૬૫ દહાડે જુદા જુદા તબકકે ૬ પેદાએશોનું વરણન જોઇને તે સુધારીને ૬ દહાડા ઓર આફરીન ઉપરથી તોરાતમાં લીધેલા જણાયછે. અને પાછલા જમાનામાં વલી સુધારો કરી Let there be light and there was light એવું આપણ કરીસટી બાઇબલમાં જોઇએ છીએ. અને અરબીમાં 'કુનફીએકુન' જેને ફારસીમાં 'શવ, શુદ' એટલે થા? થયું. એવું કોરાનમાં જોવામાં આવે છે. આફરીનમાં આદરબાદ મારેસપંદ તથા નોશેરવાંન આદેલનાં નામોછે તો તે વીશે સમજ પડેછે કે તે વખતની અનજુમને એવા માહા પુરૂશોનાં નામો દાખલ કીધેલાં હોય તેમાં નવાઈ જેવું કાંઇ નથી. હાલ આપણે

મુબેદ શાહાપુર મુબેદ શેહરીયાર, મુબેદ હોરમજદીયાર એરવદ રામયાર, મુબેદ નેરીઓશંગ ધવલનાં નામોની સાથે સર જમશેદજી જીજીભાઇ, દસતુર અસ્પંદીઆર દસતુર કામદીન, ઇતેયાદી, ઇતયાદી, નામો આફ્રીનગાન તથા ધુપસારવાની નીરંગમાં દાખલ કરેલાં છે, તે ઉપરથી આજથી ૧૦૦ વરસો પછી કોઇ એવું કહે કે આફ્રીનગાન તથા ધુપસારવાની નીરંગ યજદેજરદી સને ૧૨૦૦ માં બનીછે, તે જેમ ભુલ ભરેલું થાય, તેમજ આફ્રીન પછવાડેથી બનીછે એવું માનવું ભુલ ભરેલુંછે. ઇરાનમાં એ આફ્રીન ભણવામાં આવતી નથી, તે વીશે આપણે ભુલી જવું નહીં જોઇએ કે આપણું રાજય ગયા પછી આપણા લખઓ હમદીનોની કેવી હાલત થઇછે, અને તેથી જેઓ હાલ મુઠઠીભર નીશાન દાખલ તયાં બચેલાછે તેઓ આફ્રીનનો શું પણ ઘણીખરી યશતો વગેરે બીચારા જાણતા નથી. અને હાલના ઘણાખરા તયાના રેવાજો વીશે એટલુંજ કહેવું બસછે કે ખોદા આપણને તેવા રેવાજોથી પનાહમાં રાખે ! બુનદેહેશમાં ધમબારો લાંબા ટુંકા દીવસો ઉપર પડતા લખયાછે, તે વીશે સમજ પડેછે કે તે વખતે જેને હાલ ગરમી તથા સરદીના ધમબારો કહેવામાં આવેછે, તે ધમબારો ઇરાંનમાં હામીન તથા જેમસતાનની રૂતુઓ ઉપર પડયા હશે. અને હામીનમા દહાડા લાંબા અને જેમસતાનમાં ટુંકા હોયછે, તેથી તેવી રીતે બુનદેહેશમાં લખેલું લાગેછે. ગરમી તથા સરદીમાં ખપતા ધમબારો હાલમાં દક્ષીણ ગોળારધમાં તેવીજ રીતે પડેછે, તેથી જંગબારમાં બેસીને હાલ કોઇ લખે કે ફલાના ધમબાર ઉપર લાંબા અને ફલાના ધમબાર ઉપર ટુંકા દહાડા થાયછે તો તે લખનાર ખોટું લખશે નહીં. માટે તે ઉપરથી ધમબારો રૂતુઓનાંજ જશનો છે એવું ઠરી શકતું નથી. ધમબારોના અરથો આફ્રીન ધયાનમાં રાખીને કીધાછે તો પેદાએશોના અરથો થાયછે. હાલમાં જરમનોએ રૂતુ ધયાનમાં રાખી અરથો કીધા છે તો તેવીજ રીતે અરથો થાયછે. (જોવો જ. અ. આં. ૧૧) અને અયાથરેમનો "ચોકસ અરથ હજુર સુધી ઠરયો નથી." માટે અરથો ઉપર ભરૂસો રહેતો નથી. આફ્રીન કરતાં ઇજસનેના ૧૯ મા હામાં સુરજની પેદાએશનું વરણન આપણા જોવામાં વધારે આવેછે. અમશાસપંદો, યજદો, ફરેસતાઓ, તારા, સુરજ, ચંદર તથા બીજા ગરહોની પેદાએશોને આ દુનયાંની ૬) પેદાયશો સાથે તાલુકો નથી. અને તેથી સુરજની પેદાએશનો ધમબાર હોય નહીં. પેદાએશો અગાઉ અહુરમજદે શું કીધું તે જાણવા સારૂં જરથોશતે ઇજસનેના ૧૯ મા હામાં ફકત

સવાલ કીધોછે, તેથી એમ જણાયછે કે કોઇ ગુમ થયલા અવસતામાં ફકત પેદાયસો વીશે પુરશીશ પાસોખ થઇ હશે, તેથી પેદાએશો કેવી રીતે થઇ તે વીશેનું વરણન એ હામાં નથી. આફરીનમાં લખેલી ૬ પેદાએશોનું, જે અનુક્રમ રીતે તેમાં વરણન કીધેલું છે, તેને હાલની છેલી વીદયા પુરેપુરો ટેકો આપેછે. *તેમાં પહેલે આસમાન એટલે પરૂથવીની આસપાસ વીટલાયલો હવાનો જથો તેનું વરણન છે. વાયુ જરા ઘારા રૂપનો થઇ પાણી બનયું તેનું બીજુ વરણન છે. ત્રીજુ વરણન જમીનનું છે એટલે પાણી વધારે ઘટ બનીને જમીન થઇ. ચોથું વરણન ઓરવરનું છે એટલે હવા પાણી તથા જમીનમાંથી વનસપતી થઇ. પાંચમું વરણન ગોસપંદનું અને છઠ્ઠું માણસનું વરણન છે—જે હાલની નવી વીદયા સાથે મળતું આવેછે. પણ આફરીનમાં તેના ૬ જુદા જુદા તબકકા કરીને ૩૬૫ દહાડામાં વેહેંચી આપેલુંછે, જે માનવાને ભણેલા સાહેબો ના કહેછે, શાથી કે તેઓ પુછેછે કે ગોસપંદ કરતાં માણસને પેદા કરવામાં ૫) દહાડા ઓછા શાને વાસતે લાગવા જોઇએ? અને ખોદા જે સરવ શકતીવાન છે તેણે દુનીયાં પેદા કરતાં આખું વરસ કાં જોઇએ? ¶પણ ખામ અકકલના ખાકી આદમને એવી ચુનોચરા કરવાની શું તાકાત છે? મોજીજનાં મત પરમાણે દુનીયાંની પેદાયશ છ દીવસોમાં થઇ છે, જેને માનનારાઓની સંખીઆ આજે દુનીયાંમાં ઘણી મહોટીછે, તેને વાસ્તે પણ એવું કોઇ કાંય નહી પુછે કે ખોદાને દુનીયાં પેદા કરતાં ૬) દીવસ શાને વાસ્તે જોઇએ? કેટલાક વીદવાનો કહેછે કે દુનીયાં પોતાની મેળે પેદા થઇછે, એ વાત ખોદાને નહીં માનનારાઓ માની શકેછે. કેટલાકો કહેછે કે દુનીયાં પેદા થતાં જુગના જુગ અટવાઇ ગયાછે, એ વાત પણ

*બુનદેહેશના પેહેલા ચેપટરના ફકરા ૨૮માં પણ નીચે જણાવેલા અનુકરમે છ પેદાએશો થયલી જણાવેછે :—(૧) આસમાન, (૨) પાણી, (૩) પુરૂથવી, (૪) ઓરવર, (૫) ગોસપંદ તથા (૬) માણસ.

¶Max Muller, page 370, says :—" Let us know by all means that human nature is a very imperfect mirror to reflect the Divine." Bishop Meurin, in a pamphlet named "*Zoroaster and Christ*," page 2, says :—" We, who are a mere work of God's hand, who do not understand half the mysteries which exist within and around us, should lift up our head and dare to trifle with truth, merely because we cannot comprehend it? Would it not be tantamount to disbelieving every word of God? They may sound as they please the depths of worldly knowledge; but in religion our Parsi friends ought to ackowledge a limit in the nature of the human intellect, beyond which there may be truths, though incomprehenible yet acceptable to man.'

ઘણા જણાઓ માનેછે. નીચે ટાંકેલા થોડાક દાખલાઓ ઉપરથી વાંચનારાઓ સાહેબો જોશે કે મહા વીદવાનોમાં ખપનારાઓનાં મતો કેવાં અધુરાંછે:—ટોલમીનીસીસ્ટમ દુનીયાં સ્થીર છે તથા સુરજ વગેરે તમામ મંડળ દુનીયાંની આસપાસ ફરેછે, એવું નકી ધારી તથા માનીને સરવે ગણતરીઓ ફક્ત ૩૩૯ વરસો ઉપર કરવામાં તથા કબુલ રાખવામાં આવતી હતી. ફક્ત ૩૩૦ વરસો ઉપર ભુમીતી તથા ખગોલની ચોપડીઓ જાદુઈની સમજીને બાળી નાખવામાં આવી હતી. દુનીયાં પેદા થયાને હજારો વરસો વહી ગયાં તયારે ફક્ત ૨૦૦ વરસો ઉપર આકર્ષણનો કાયદો નક્કી થયલોછે, અને ફક્ત ૧૩૦ વરસોની વાતપર આફતાબી ખરી ચાલની ગણતરી ઇંગલાંડમાં દાખલ થઇછે. અને હજુરખા કોણ જાણે આવતા જમાનામાં, જેને હાલ ખરી ચાલ કહીએ છીએ તેમાં હજુર થોડો ફેર કાંએ નહીં નીકળે? એક વીદવાન અવસ્તાનો અભીઆસ સારી રીતે કરીને અવસ્તાના એક નહાના બોલનો અરથ કરેછે તે ખોટો પડી જાયછે, અને ચોકસ ગણતરીથી એક મત બાંધેછે, તે ગણતરી ભુલ ભરેલી થાયછે તો તે મત તુરતાતુરત બદલેછે. પહેલા નંબરનો વીદવાન કાંઇ પણ સવારે વીચાર કરેછે તે તેને સાંજના બદલવો પડેછે. ખામ અક્કલનું ખાકી આદમ ખામીથી ભરપુરછે. આપણી ટુંક નજર દોડી દોડીને બેજ ડગલાં દોડી શકેછે. અશર જેવો મહા વીદવાન કે જેની ગણતરી ઉપર હાલ તમામ સુધરેલી પ્રજાઓની ગણતરીનો આધારછે તેણે સમજાવયુંછે કે દુનીયાં ઇ૦ પુ૦ ૪૦૦૪ ઉપર તુલા રાશીમાં પેદા થઇછે. આજની વીદયાથી એ ગણતરી, તથા આદમ અને ઇવના સને, તેમજ નોહા અને જગરેલના સને વતીક ભુલ ભરેલા થાયછે. પણ ક્રાઇસ્ટને માનનારાઓ એવું કદી માનશે નહીં, શાથી કે બાઇબલ ઉપર સખુન જાય. દુનીયાં પેદા થઇ તે વીશે ૧૪૦ થી વધારે જુદાં જુદાં મતો મહા વીદવાંનો તરફથી જાહેર થયાંછે, તે સરવે મતો કાંએ નહીં ખોટાં હોય? અને આપણ ચુસ્ત મજદયસ્ન જરથોસ્તીઓ તરીકે આપણી પોતાની કેતાબોમાં સમજાવયા પરમાણે દુનીયાંને પેદા થવાનું કાંએ નહીં માંનીએ? કીયા વીદવનાની એવી તાક્તછે કે તે ખોદાઇ ભેદને પહોંચી શકે? ખરી વાતનો જાણનાર તે એકલો ખોદાએ ખાલેકછે. “Nature and nature's laws lie hid in eternity.” કલપીત દલીલો લાવી ધમબારની આફરીન ખોટીછે, એવું બોલવું ઘણુંજ જબુન ભરેલું બલકે ખચીત ગુનાહ ભરેલુંછે.

મુંબઇ, તા૦ ૧૧ મી એપરીલ ૧૮૮૨.

અ. સો દ. કા.

# ગેહો તથા ગાહામબારો.

"રા૦ ગો૦ તથા મ૦ પ્ર૦"ના અધીપતી જોગ—

સાહેબો—જબાનશનાસો કહેછે કે જેમ ઉગમણુ આથમણુ રેખાંશો ઉપર રહેનારાઓ જુદી જુદી વખતે જુદી જુદી ગેહો ભણેછે તેમ અક્ષાંશોપર રહેનારાઓએ ઉતર દક્ષીણ ગોળારધોમાં ઘમબારોનાં જશનો કરવાં જોઇએ. તકરાર ખાતર એ વાત કબુલ કરીએ. ઉગમણુ આથમણુ રહેનારાઓને ગેહો ભણવામાં કઇ હરકત નરતી નથી. કોઇ વગર શીખેલો ખબરચી હોય તે પણ તમામ મુલકોમાં કુદરતી કાયદે સુરજ ઉગવાના વખતથી હાવન ગેહ ભણી શકેછે. અને પરથવી પોતાની ધરી ઉપર અક્ષાંશ વરતે નહીં પણ at an angle ફરેછે તેથી ઘણી જગોએ લાંબી મુદત સુધી ફકત દીવસ યા રાત હોયછે તેથી રેખાંશો ઉપરના એવા છેડાઓ ઉપર આપણામાંથી થોડાકોને જઇને રહેવું પડે કે જયાં લાંબી મુદત સુધી ફકત દીવસ યા રાત હોય, તોપણ તેઓ ભુલાવો ખાશે નહીં. દીવસને રાત યા રાતને દીવસ કરી સમજવાના નથી. અને ધરમનાં ફરમાંન મુજબ એ ગેહો સરવે મુલકોમાં ભણાયછે તેથી કાંઇબી હરકત રહેતી નથી. પણ ઘમબારો જુદી જુદી અક્ષાંશો ઉપર જુદે જુદે વખતે કરવાની અડચણ નરેછે તેથી એવું સાબેત થાયછે કે ધરમનાં ફરમાન મુજબ તે નથી તેથી એવી હરકતો નડેછે. ગેહોને જેમ વખત સાથે સંબંધછે તેમ જો ઘમબારોને પણ વખત સાથે સંબંધ હતે તો કાંઇ હરકત નરતે નહીં. હવે ઉતર દક્ષીણ ગોળારધોમાં છ છ માસના અંતરે ઘમબારો આપણ કરી શકીએ છીએ કે નહીં તે તપાસીએ. મેશ રાસીમાં શુરજ આવયો એટલે ઉતર ગોળારધમાં તયારપછી ૧૦૫ દહાડે એટલે ૩ જી જુલાઇએ મેદીઓશેમ ઘમબાર પડે, અને તુલા રાસીમાં સુરજ આવયો એટલે દક્ષીણ ગોળારધમાં તયારપછી ૧૦૫) દહાડે એટલે ૫) મી જાનેવારીએ મેદીઓશેમ ઘમબાર પડે. ઉતરે ૫૧ ડીગરીને છેટે લંડન આવેલુંછે તયાં જયારે એ ભર ગરમીનો ઘમબાર કરી શકીએ તયારે દક્ષીણે ફકત ૫) ડીગરીને છેટે જંગબાર આવેલુંછે તયાં એ ઘમબાર નહીં કરી શકીએ. આ વાત મનમાં ઉતરતી નથી. તયારે શું જબાનશનાસોના કહેવા પ્રમાણે જે વખતે જે જગોએ ભર ગરમી હોય તે વખતે તયાં મેદીઓશેમ ઘમબાર કરવાનું ઠેરવવું જોઇએ? અને એવી રીતે શું તમામ ઘમબારો કરવા જોઇએ? તેથી તો પરીણામ એવું થાય કે દરેક મુલકમાં તેના દહાડા મુકરર કરવા

જોઇએ. ને ધમબારો બેસતાં વરસથી અમુક દહાડે આવવા જોઇએ તે પણ ભુલ ભરેલું થાયછે. એ સઘલું ધયાનમાં લેતાં સાફ માલમ પડેછે કે ધમબારો કાંઇ રૂતુઓ સાથે તાલુકો રાખતા નથી.

મુંબઈ, તા૰ ૧૩ મી એપરીલ ૧૮૮૨.

અ. સો. દ. કા.

---

## પેતેશેમ ગાહામબાર.

"રા૦ ગો૰ તથા સ૦ પ્ર"ના અધીપતી જોગ—

આ ધમબાર બેસતાં વરસથી ૧૮૦ દહાડે આવેછે અને જબાનશનાસો કહેછે કે આ ધમબાર અનાજની મોસમનોછે. તયારે તો તેનો અરથ એવો થાયછે કે શેહેરેવર મહીનો ને અનેરાન રોજે આખા ઉતર ગોળારધમાં અનાજની મોસમ થવી જોઇએ. પણ આપણ જાણીએ છીએ કે દરેક મુલકમાં અનાજની મોસમ એકજ વખતે પડતી નથી. સઘળી જગોએ અનાજની મોસમ જુદી જુદી વખતે પડેછે. અને કેટલીક જગોએ તો વરસમાં બે વખત અનાજની મોસમ આવેછે. અને જબાનશનાસો તો કહેછે કે જેમ જયાં રૂતુ તેવાજ તયાં ધમબારો કરવા. તયારે જો આખા ઉતર ગોળારધમાં શેહેરેવર મહીનો ને અનેરાન રોજે એ અનાજની મોસમનો ધમબાર કરીએ તો તેઓના વીચાર પરમાણે ખોટી રીતે ધમબારની કીરીયા કીધેલી કહેવાય. વલી જબાનશનાસો કહેછે કે દક્ષીણ ગોળારધમાં તુલા રાશીથી ગણતરી ગણીને ધમબારો કરવા જોઇએ. તયારે તો ઉતરે ૫૩ ડીગરીને છેટે મેનચેસટર આવેલુંછે તયાં જયારે એ અનાજની મોસમનો ધમબાર થઇ શકે તયારે દક્ષીણે ૫૪૨ ૫) ડીગરીને છેટે જંગબાર આવેલુંછે તયાં એ ધમબાર થઇ નહીં શકે એ વાત મનમાં ઉતરતી નથી. તયારે રેખાંશો ઉપર જુદી જુદી વખતે જુદી જુદી ગેહો ભણીએ છીએ તેમ શું તેઓના કહયા પરમાણે જે જગોએ જે વખતે અનાજની મોસમ હોય તયારેજ શું આપણે પેતેશેમ ધમબાર કરવો જોઇએ? અને જો તેમ થાયતો દરેક મુલકમાં તેના દહાડા મુકરર કરવા જોઇએ ને પેતેશેમ ધમબાર બેસતાં વરસથી ૧૮૦ દહાડે આવવો જોઇએ તે પણ ભુલ ભરેલું થાયછે. જો કેટલાક સાહેબો એવું કહે કે ઇરાનમાં શેહરેવર મહીનો ને અનેરાન રોજે અસલમાં અનાજની મોસમ હતી

તેથી એ ધરમબાર તે દીવસે તયાં કરતા હતા. એ વાત તકરાર ખાતર કબુલ કરીએ તો તેથી એવું નથી ઠરતું કે આખા ઉતર ગોળારધમાં ૧૬ મી સપટેમબરે અનાજની મોસમ હોય કે નહીં હોય તોપણ તેનો ધરમબાર કરવો. અને આખા દક્ષીણ ગોળારધમાં ૨૧ મી માર્ચે અનાજની મોસમ હોય કે નહીં હોય તોપણ તેનો ધરમબાર કરવો. એ સઘલું ધયાનમાં લેતાં સાફ માલમ પડેછે કે એ ધરમબાર તેમજ બીજા ધરમબારો કાંઇ રૂતુઓનાં જશનો નથી. તા૦ ૧૪ મી એપરીલ ૧૮૮૨.

અ. સો. દ. કા.

---

## ગાહામબારો શું રૂતુઓનાં જશનોછે ?

"રા૦ ગો૦ તથા સ૦ પ્ર"ના અધીપતી જોગ—

સાહેબ—મારીનો પકી ખાતરીછે કે ધરમબારો રૂતુઓનાં જશનો નથી, પણ જબાનશનાસોની કાબેલીયત તરફ સર નમાવી એકબારગી કબુલ કરીએ કે ધરમબારો રૂતુઓનાં જશનો છે તો આપણા ધરમબારો તથા બીજાં તમામ જશનો કરવાનાં છે તથા રપીથવન ગેહ ભણવાનીછે તે આપણા પુરાતન બાપીકા વતનની રીતીને દુનીયાંના તમામ જરથોશતીઓ વલગી રહે અને તે પુરાતન વતનનેજ જરથોશતા આલમનું મધય બીંદુ ગણી સઘલાં જશનોની કીરીઆ જાલવી રાખવાની આખી દુનીયાંના સરવે જરથોશતીઓ એક સરખી રીતે પોતાની ફરજ વીચારે એમાંજ આપણું ડાહાપણ સમામલુંછે. ભણેલા સાહેબો કહેછે તેમ ઊતર દક્ષીણ ગોળારધોમાં બે નવાં વરસો છ છ મહીનાને અંતરે શરૂ કરવાં, અથવા જેમ જબાનશનાસો કહેછે તેમ જુદી જુદી અક્ષાંશો ઊપર જુદી જુદી વખતે જશનોની કીરીયા કરવી તે ઘણુંજ વાંધા ભરેલું અને નહીં બને એવુંછે, માટે તે રદ કરવા લાયકછે. જો જબાનશનાસો બાંહોસ કરે કે ધરમબારો રૂતુઓનાં જશનોછે તેથી સરવે મુલકોમાં રૂતુઓ હોય તયારેજ જશનો કરવાં જોઇએ, નહોંતો કીરીયા ખોટી થયલી કહેવાય તો હું તેઓને નમનતાઇથી પુછું છું કે "ખુરશેદ" ની ચાલ પકડી બનને ગોળારધોમાં જુદી જુદી વખતે જશનો આપણે કેવી રીતે કરવાં અને તમામ મુલકોમાં રપીથવન ગેહ ૭) માસ અને બે હાવન ૫) માસ કેવી રીતે ભણવી ? તા૦ ૧૫ મી એપરીલ ૧૮૮૨.

અ૦ સો૦ દ૦ કા૦

# ધરમનો પહેલો મહીનો કીયો ?

"રા० ગો० તથા સ० પ્ર" ના અધીપતી જોગ—

સાહેબ—તા० ૧૮ મી મારચ ૧૮૮૨ ને દીને શેઠ ખ. રૂ. કામાજીએ "જમશેદી નોરોજ" ઉપર એક જાહેર ભાશાણ આપયું હતું, જેનો સાર તા० ૧૯ મીના 'રાસત ગોફતાર' માં છપાયોછે, તેમાં જણાવયું છે કે "હાલ આપણા જરથોસતીઓ ફરવરદીન મહીનો ને હોરમજદ રોજથી "જે નવું વરસ ગણેછે તે તો ઇરાનીઓના છેલા પાદશાહ યજદેજરદ તખતે "બેઠા તે દીવસ છે, અને તેજ કારણથી આપણે તેને યજદેજરદી સને "કહીએ છીએ. એ પાદશાહ તા० ૧૬ મી જુન ૬૩૨ ને દીને ગાદીએ "બેઠો હતો, જે દીવસે કાંઇ સુરજ મેશ રાશીમાં ન હતો. આફતાબી "વરસતો તા० ૨૧ મી મારચે શરૂ થાયછે. અને તેથા ગણતરી કાહાડતાં "માલમ પડેછે કે, દે મહીનો ને હોરમજદ રોજે નવું વરસ શરૂ "થવું જોઈએ." ઉપલા ભાશણની સામે અગર કોઇબી જરથોશતીને વાંધો લેવો હોયતો તે જાહેર કરી તે ઉપર તકરાર ઊઠાવવાને વાસતે તા० ૨૩ મી મારચે સભા મુલતવી રાખી હતી. એ દીને સભામાં જે તકરારો ચાલી હતી તેનો સાર તા० ૨૬ મી મારચના 'રાસત ગોફતાર' માં આપયો છે, તે મધે જણાવયુંછે કે, "જમશેદી નોરોજ તે પારસીઓના નવાં "વરસનો ખરો દહાડો છે, અને ફરવરદીન મહીનો ને હોરમજદ "રોજ એ ખુદરતી નોરોજથી શરૂ થવો જોઈએ, એવી જરથોશતી "ધરમ ઉપરથી શાહદતો મલેછે. એ બીના જે શેઠ કામાજીએ આગલા "સનીવારે લંબાણથી રજુ કીધી તેની સામે અગર કોઇબી જરથોશ-"તીને વાંધો ઊઠાવવો હોયતો તે જાહેર કરવા અને તે ઊપર તકરાર "ઊઠાવવાની આ સભાની મતલબ હતી." (કાલા ટાઇપો ઉપરથી જોવામાં આવશે કે તદન ઉલટું સમજાવ્યુંછે.)

ધરમનો પહેલો મહીનો કીઓ (દે કે ફરવરદીન) તે વાત વાંચનારા સાહેબોના જોવામાં આવશે કે, ભરમમાં રહી ગઇછે, બલકે એક વખત દે તો બીજી વખત ફરવરદીન સમજાવવાની તદબીર વાપડીછે. તેથી તેનો ખોલાસો થાય એવી ઊમેદથી આ કાગજ તમારાં વખણાયલાં પતરમાં છાપવાની હું અરજ કરૂંછું. તા० ૧૬ મી એપરીલ ૧૮૮૨.

અ० સો० દ० કા०

# ગેહો અને રોજ માહો.

"શ૦ ગો૦ તથા સ૦ પ્ર૦"ના અધીપતી જોગ—

સાહેબ—તા૦ ૧૬ મી એપરીલ ૧૮૮૨ ના "શરત ગોફતાર" માં સમજાવવામાં આવયુંછે કે "એકજ વખતે જુદે જુદે ઠેકાણે જરથોશતીઓ "જુદી જુદી ગેહો પઢે તેમાં કાંઇ કફોડું લાગતું નથી તો ઉતર દક્ષિણ "ગોળારધોમાં બે રોજ માહા પઢાય તેમાં શું કફોડું લાગવાનુંછે?" વલી તેમાં લખ્યુંછે કે "એક મુસાફર મુંબઇમાં સહવારે હાવન ગેહ પઢીને "આગગાડીમાં બેશીને મુસાફરી કરેછે અને રાતરે અમદાવાદ જઇને "એવેસરૂથરેમ ગેહ પઢેછે, અથવા આજે એકજણ કદમીના એક ધરમ- "બારમાં સામેલ થઇને એક માસ પછી શેનશાહીનાજ તેજ ધરમબારમાં "સામેલ થાયછે તેમાં તેને શી ગુચવણ જણાયછે? તેમજ એક મુસા- "ફર ઊતર ગોળારધમાં એક ચોકસ રોજ માહ પઢીને દક્ષીણ ગોળારધમાં "જઇને ઊપલી હાવન અને એવેસરૂથરેમ ગેહની મીસાલે બીજો રોજ "માહ પઢે તો તેમાં શું મોટી ગુચવણ આવી પડવાની હતી?" હું નમ- નતાઇથી કહુંછું કે ગેહો ભણવાનીછે તે તમામ જગોએ ધરમના ફરમાન મુજબ સુરજ ઉગે તયારથી હાવન અને એજ રીતે તમામ ગેહો ભણવાની છે, એટલે એમાં કાંઈ પણ ખોટું થતું નથી અને તેમાં કાંઇ પણ હરકત નરતી નથી શાથી કે તે વખતને અનુસરતી રીતે ભણવાનું ફરમાન છે. અને આજે એક જણ કદમીના એક ધરમબારમાં સામેલ થઇને એક માસ પછી શેહનશાહીનાજ તેજ ધરમબારમાં સામેલ થાયછે તે વખતે તે શખ્સ કદમી હશે તો શેહનશાહી રોજ માહ ભણવાનો નથી પણ તે કદમી રોજ માહ ભણશે.

હવે એમ સમજો કે આપણે આપણું બેસતું વરસ જમશેદી નોરોજથી શરૂ કીધું. અને એવું ધારો કે એક શખ્સનો બાપ તા૦ ૨૦ મી એપરીલે દક્ષીણ ગોળારધમાં ગુજરયો. ૨૦ મી એપરીલે દક્ષીણ ગોળા- રધમાં મેહર મહીનો અને અનેરાન રોજ આવેછે અને ૨૦ મી એપ- રીલ ઊતર ગોળારધમાં અરદીબેહેશત મહીનો ને હોરમજદ રોજ આવેછે. હવે તે શખ્સને પોતાના બાપના ગુજરવાની કીરીયા દક્ષીણ ગોળારધમાં મેહર મહીનો અને અનેરાન રોજે કરીને તુરત ઊતર ગોળારધમાં આ- વવું પડેછે. તે ઊતર ગોળારધમાં ચાહરમને દહાડે આવી પહોંચેછે, તયારે તેણે પોતાના બાપનું ચાહરમ અરદીબેશત મહીનો ને શેહરેવર રોજને

નામે કરવું ? અને તેજ શખ્સને વીશુવવક્ત ઊપર એક દહાડો રહેવું પડેછે તો તયાં તેણે કીઓ રોજ માહા ભણવો ? અથવા એમ સમજો કે દક્ષીણ ગોળારધમાં મોબેદ નથી તેથી તે પોતાનાં સગાંઓ ઊપર ઉતર ગોળારધમાં તે એવો તારનો સંદેસો મોકલેછે કે તેના એતેકાદ પરમાણે દક્ષીણ ગોળારધમાં ચાલતા રોજ માહ પરમાણે તેના બાપની કીરીયા કરવી. ઊતરમાંતો છ મહીનાને અંતરે માહની સાથે રોજ પણ જુદા પડેછે, તેથી ઊતરમાં રહેનારા કીરીયા કરનારાઓ દક્ષીણમાં ચાલતો રોજ માહા ભણવા ના પાડેછે, તો તે મરનાર શખ્સની કીરીયા કેવી રીતે કરવી? વાંચનારા સાહેબો જોશે કે ઊતર દક્ષીણ ગોળારધોમાં જુદા જુદા રોજ માહા અને ભણતરો ભણવાનું રાખ્યાથી ગુચવણ ટલવાને બદલે એટલે હાલ શેહનશાહી તથા કદમી બે ટોલાછે તેને એક કરવાને બદલે ઓર તરેહવાર ગુચવણના આંટા પર આંટા વધી જાયછે, અને અંતે તેમાંથી ધરમની પવીતર કીરીયા, બલકે ધરમ પોતે ચુંથઇ પીખઇ હાલ હવાલ થઇ જતો રહેછે. ચાર વરસે ૧ દહાડો વધારવાના દહાડાને અવરદાદશાલ ગાહ કરી કહેવામાં રોજગારોમાં ખલલ થાય માટે તે નામ બદલવું પડયુંછે તો ઉપલો તે કરતાં હજાર ઘણો વધારે ગુંચવાડો કેમ ચાલે !!

તા० ૧૭ મી એપરીલ ૧૮૮૨.

અ. સો. દ. કા.

---

## જમશેદી નોરોજ તથા એક સોચના.

"રા० ગો० તથા સ० પ્ર०"ના અધીપતી જોગ—

સાહેબ—જમશેદી નોરોજ એટલે આપણી બાહારની મોસમમાં પહેલી એટલે મેશ રાશીમાં સુરજ દાખલ થાયછે, અને આખી દુનીયાંમાં (જેમ તુલા રાશીમાં થાયછે તેમ) દીવસ અને રાત બરાબર થાયછે તે દહાડો એટલે ૨૧ મી મારચનો દહાડો-તે જમશેદી નોરોજ છે. કેટલાક સાહેબો સમજેછે કે એ આપણા બેસતાં વરસનો દહાડો છે તેમ નથી. આગલ સુરજની ગણતરી લેવાની કોઇબી રીત એવી નહી હતી કે દર વરસે બેસતાં વરસને દહાડેજ જમશેદી નોરોજ આવે. આપણ જાણીએ છીએ કે ઘમબારો બેસતાં વરસથી અમુક દહાડે આવેછે. જબાનશનાસો કહેછે કે ઘમબારો રૂતુઓનાં જશનોછે. શેહેનશાહીઓના કહેવા પરમાણે આગલ આ-

પણ ને આગાનો ૧૨૦) વરસે ૧) માસ વધારીને સુરજની ગણતરી પોતાની વારસીક ગણતરીમાં લેતા હતા. અને કદમીઓના કહેવા પરમાણે દીનમાં સુરજની ચાલ બીલકુલ લેતા નહીં હતા. તયારે સાફ માલમ પડેછે કે બેસતા વરસનો દહાડો તે જમશેદી નોરોજ નહીં પણ બે જુદા જુદા દહાડા જેમ હાલછે તેમ આગલ હતા. અને એ ઉપરથી સાબેત થાયછે કે ધમબારો આગલ રૂતુઓ ઉપર આવતા નહીં હતા—એટલે કે ધમબારો રૂતુઓનાં જશનો છે એવું સમજવું ભુલ ભરેલું છે. મીનીટ, તથા સેકંડ સુધાંની સુરજની નકી ચાલ હાલ થોડી મુદત થઇ આપણા જાણવામાં આવીછે, તેથી શેહનશાહીઓ તેમજ કદમીઓ એક થઇને જમશેદી નોરોજથી "ગ્રેગરીયન સીસટમ" અખતયાર કરીને પોતાનું નવું વરસ શરૂ કરે તો તે ખરેખર ખુશી થવા જોગછે. પણ હાલ જે બે તડાંછે તેને બદલે જમશેદી નોરોજથી વરસ શરૂ કરતાં જો ૩) જુ તડું પડે, અને ભણેલા સાહેબોના કહેવા પરમાણે તો ઉતર દક્ષીણ ગોળારધમાં જુદાં જુદાં ભણતરો ભણવાં પડે, તો તેથી ઘણાં તડાં થાય, અને જબાનશનાસોના કહેવા પરમાણે તો જુદી જુદી અક્ષાંશો ઉપર જુદી જુદી વખતે જશનો કરવાં પડે જે નહી બને એવુંછે, તેથી સવલ પડતો રસતો એ છે કે હાલ જે રોજ માહા ચાલેછે તેજ કાયમ રાખી સુરજની ચાલ નજરે લેવા ખાતર દર ૪) વરસે ૧) દહાડો વહેસ્તોયસ્ત ગાથાનાં નામથીજ વધારવો અને તે હીસાબે ૪૦૦) વરસે ૧૦૦) દહાડાને બદલે ૯૭) દહાડા વધારવા કે જેમ કીધાથી ૬૦૦૦) વરસો સુધી આપણી વારસીક ગણતરી સુરજની ચાલ સાથે મલતી રહેશે. હાલ ઇંગ્રેજો ૧ લી જાનેવારીથી પોતાનું નવું વરસ શરૂ કરેછે અને ૨૧મી મારચે જમશેદી નોરોજ આવેછે તેમ આપણું નવું વરસ ફરવરદીન મહીનો ને હોરમજદ રોજથી શરૂ રહેશે, પણ ૭ હજાર વરસો સુધી જમશેદી નોરોજ એકજ રોજે આવયા કરશે, જે તેહવાર હાલ જેમ આપણ પાલીએ છીએ, તેમ તે વખતે એકજ રોજે પાલસ કરીશું. એ રસતો પકડવાથી તુરતાતુરત સુરજની ચાલ નજરે લેવા આપણ શકતીવાન થઇ શકીએ છીએ, અને રોજગારો વીશેનો પણ સવાલ રહેતો નથી, તેમ નવાં જુનાં પંચાંગો બનાવવાની જરૂર રહેતી નથી. બલકે શેંકડો હરકતો પોતાની મેળે ટલી જાયછે.

તા૦ ૧૭ મી એપરીલ ૧૮૮૨.

અ. સો. દ. કા.

# જમશેદી નોરોજ.

"શ૦ ગો૦ તથા સ૦ પ્ર૦"ના અધીપતી જોગ—

સાહેબ—આપણી વારસીક ગણત્રીમાં સુરજની ચાલની કસર આપણુ મજરે લેતા નથી તે ભુલ કરીએ છીએ એવું મારૂં મત હોવાથી મેં મારૂં પહેલું ચોપાંનીયું ગયા જાનયુઆરી માસમાં છપાવ્યું હતું. પણ ઘમબારોને ઠીંગામપર લાવવા ખાતર ઉતર ગોળારધમાં જમશેદી નોરોજથી જો આપણુ આપણું નવુ વરસ શરૂ કરીએ તો એક હરકત અવરદાદસાલગાહને નામે છઠો ગાથા વધારવાની, અને બીજી હરકત દક્ષીણ ગોળારધમાં જમશેદી નોરોજથી નવું વરસ શરૂ નહીં થઇ શકે, એવી બે હરકતો મને માલમ પડી તે મેં બતાવી હતી. તેનો 'રીવયુ' એક 'અભાઆસી'ની સહીથી તા૦ ૫) મી મારચના 'રાસત ગોફતાર'માં લીધો હતો. તેમાં બનને હરકતો બહાલ રાખવામાં આવી હતી. અવરદાદસાલગાહનું નામ રદ કરી ૪૮) કલાકનો વેહસતોયસત ગાથા સુચવવામાં આવયુંછે. અને બીજી હરકતને વાસતે 'અભાઆસી' એ એવી તકરાર લીધી હતી કે "વધારે ટોળાઓને એક કરવાના કરતાં આપણી કીરીઆ અને બંદગીઓ બરવખત કરવાની વધારે" અગતયછે તેથી તેનો જવાબ આપવા મેં બીજું ચોપાંનીયું છપાવયું તેમાં મેં સાબેત કીધુંછે કે ફરવરદીન મહીનો ને હોરમજદ રોજ તે જમશેદી નોરોજ નહીં પણ હાલ જેમ બે જુદા જુદા દહાડાછે તેમ આગલ હતા, અને ઘમબારોને રૂતુઓ સાથે કાંઈ સંબંધ નથી, તેથી ઉતર દક્ષીણ ગોળારધોમાં જબાનશનાસો કહેછે તેમ જુદે જુદે ઠીંગામે ઘમબારો કરવાની અગતય નથી. તા૦ ૧૮ મી મારચના "રાસત ગોફતાર"માં સમજાવયુંછે કે "સુરજ આકાસમા જે રાસીમાં હોય તેને "આધારે ઉતર ગોળારધ તથા દક્ષીણ ગોળારધની જુદી જુદી બે રૂતુઓ "ગણી શકાય અને તે સુરજની કુદરતી ચાલના આધાર ઉપરથી એકજ "વખતે બે જુદા જુદા ગોળારધોમાં બે ભણતરો થઇ શકે." એનો જવાબ હું તા૦ ૨૧ મી મારચના મજકુર પતરમાં આપી ચુકોછું. એજ તારીખનાં મજકુર પતરની બીજી આરટીકલમાં સમજાવવામાં આવયુંછે કે ઘમબારની આફરીન યાહુદી ધરમ ઉપરથી બનેલીછે અને "સુરજ જુદી જુદી રાશી "ઓમાં આવે તે પ્રમાણે રોજ માહા અને રૂતુઓ ગણીને ઘમબારો "તેઓને બરવખતે કરવા જોઇએ, નહીંતો તેઓની કીરીયા વખતસરની ગણાય નહીં." એના જવાબો મેં લખી મોકલયા હતા, પણ મજકુર

પતરમાં જગોની દબાણને લીધે ફકત થોડી બીના તા૦ ૯ મી એપરીલે છપાઇ શકી, અને જગોના કોતાઇને લીધે તા૦ ૧૬ મી એપરીલે તો મારા તરફનો જવાબ બીલકુલ છપાઇ શકાયો નહીં. પણ એજ તારીખનાં મજકુર પતરમાં એક વીશય આવયોછે તેમાં વળી એમ સમજાવવામાં આવયુંછે કે "જો એકજ વખતે જુદે જુદે ઠેકાણેના જરથોશતીઓ જુદી જુદી "ગેહો પઢે તેમાં કાંઇ ફરેફાર લાગતું નથી તો ઉતર દક્ષીણ ગોળાર-"ધોમાં બે રોજ માહા પઢાય તેમાં શું ફરેફાર લાગવાનું છે?" એના જવાબો મેં આપયાછે, પણ તેનો થોડો ભાગ વધારા તરીકે તા૦ ૨૩ મી એપરીલે બહાર પડી ચુકોછે અને થોડો ભાગ આવતા આતવારના પતરમાં આવશે. પણ ઉપલી તારીખનાં મજકુર પતરમાં એક વીશયછે તેમાં જાણે હું જમશેદી નોરોજથી નવુ વરસ શરૂ કરવાની વીરૂધ હોઉ એવું લખાણ જોવામાં આવેછે તેમાં ભુલછે. મારો વીચાર જમશેદી નોરોજથી નવું વરસ શરૂ કરતાં આપણાં જશનો જો અવારનવાર કરવાં પડે તેની વીરૂધછે. રેખાંશો અને અક્ષાંસોની તકરાર મારી નથી. એ તકરારતો જબાનશનાસોનીછે. અને મકાઉ, મુંબઇ અને ભાવનગરમાં રેહનારાઓથી ધરમનાં ફરમાંન મુજબ જુદી જુદી વખતે ગેહો ભણી શકાયછે. પણ એ દાખલા ઉપરથી અક્ષાંશો ઉપર રેહનારાઓએ જુદી જુદી વખતે જશનો કરવાં જોઇએ એવી તકરાર જબાનશનાસો લાવેછે તે ભુલ ભરેલુંછે. અને એ અક્ષાંશોની તકરાર પડતી મુકવાની ભલામણ થાયછે. પણ રેખાંશો ઉપર ઉગમણ આથમણ સુરજ જરા જરા મોડો ઉગેછે તેથી ઉગમણ આથમણ દર મુલકમાં રેહેનારાઓ ગેહો તેજ પરમાણે મોડા વહેલા ભણેછે અને ભણી શકેછે. ને તેમજ અક્ષાંશો ઉપર જશનો કરવાં જોઇએ એવું જબાનશનાસો કહેછે. અને વલી એવું પણ કહેછે કે ઉતર દક્ષીણ ગોળારધોમાં ફકત બેજ જુદાં જુદાં ભણતરો રાખવાં. તેમ પણ તકરાર ખાતર કબુલ રાખીને સુરજ મેશ રાશીમાં આવયો એટલે ઉતર ગોળારધમાં વીચુવવરૂતથી ગમે એટલી જગો દુર હોય તોપણ તેને સુરજની નજદીક સમજીને તયાં ગરમીનાં ભણતરો જબાનશનાસોના કહેવા પ્રમાણે ભણાઇ શકાય, અને દક્ષીણ ગોળારધમાં વીશુવવરૂતથી ગમે એટલી જગો નજદીક હોય તોપણ તેને શુરજથી દુર સમજીને તયાં સરદીનાં ભણતરો જબાનશનાસોનાં કહેવા પ્રમાણે ભણવાં જોઇએ. એ નહીં બને તેવુંછે, માટે એ માઅકુલ તકરાર જબાનશનાસોની તકરાર રદ કરવા લાવવી જોઇએછે. વલી સમજાવવામાં આવયુંછે કે "આપણે પોતે હાલ બે રોજ માહા પઢીએ છીએ અને તોપણ તે આપણને

કઠ઼ંમા લાગતા નથી." પણ એવું સમજાવવામાં ભુલછે. એકજ માણસ એ રોજ માહા હાલ પઢતા નથી. પણ જો જમશેદી નોરોજથી નવું વરસ શરૂ કરતાં એકજ માણસને વારેઘડીએ જબાનશનાસોનાં કહેવા પ્રમાણે રોજ માહા જુદા જુદા ભણવા પડે તે નહીં બને તેવુંછે માટે રદ કરવા લાયકછે. વલી સમજાવવામાં આવેછે કે દક્ષીણ ગોળારધમાં ઉતર ગોળારધ કરતાં ૨૨) ગણો નહાનો જમીનનો ભાગછે, તેથી તયાંની ફીકર આપણે રાખવી જોઇએ નહીં, પણ એવું સમજાવવામાંબી ભુલછે. શાથી કે ધરમની કીરીયા ઘણાને અનુસરતી હોય, પણ થોડાંને અનુસરતી નહીં હોયતો તે ધરમ કહેવાયજ નહીં. વલી આગલ કોણ જાણતું હતું કે ઘરાન ભાગીને હીંદુસતાનમાં પારસીઓ આવીને વસશે, તેમ થોડી મુદતમાં હવે પછી એવું કાંએ નહીં બને કે પારસીઓની અરધી વસતી ઓસટરેલીઆમાં જઇને રહે? માટે દક્ષીણ ગોળારધમાં હાલ જાજી વસતી નથી, તેથી તેની ચીંતા રાખવી નહી, એવું બોલવું અકલ પસંદ નથી.

કોઇ હોશીઆર કારીગર એક સરસ ઘડીઆલ બનાવી ગયો હોય, અને તેને કેમ ચલાવવું તેની સમજ એક ચોપડીમાં આગલ બોલાતી ભાશામાં લખી ગયો હોય, તે ચોપડી ગુમ થઇ ગઇ હોય, પણ પછવાડે બોલાતી ભાશામાં બીજી ચોપડીમાંથી કેટલીક બીના મલી આવે. જમાનાની ગરદેશથી પેલું ઘડીઆલ હાલ હવાલ ચાલતું હોય, તેવામાં એક વીદવાન આગલી ભાશાની તેમજ હાલની નવી વીદયાની માહેતગારી ધરાવનાર મલી આવે, અને તે ઘડીઆલ દરોસ્ત કરવાનું માથે લીએ. પણ તે હાલની જબાનશનાસીની મદદથી આગલી ભાશાના અરથો સોધી કાઢી તે ઘડીઆલ માઠાં ભાગયે તે એવી રીતે દરોસ્ત કરે કે તેનો માલેક જયારે ઉતરમાં હોય તયારે તે વાપડી શકે, પણ જયારે તે દક્ષીણમાં જાય તયારે તે ઘડીઆલ ઉલટું ચાલે, અને તેથી તે માલેક તેવા વીદવાન પાસે પોતાનું ઘડીઆલ દરોસ્ત નહીં કરાવે તો તેમાં તે ખોટું કરશે નહીં, પણ જો સારાં ભાગયે તે ઘડીઆલ પછવાડે બોલાતી ભાશાની ચોપડીના આધારે એવી રીતે દરોસ્ત થાય કે તેનો માલેક દુનીયાંના તમામ ભાગોમાં સફર કરે તોપણ ઘડીઆલ ઉલટું નહી ચાલતાં જેમનું તેમ સીધું ચાલયાજ કરે તો તે માલેક તેવી રીતે તે ઘડીઆલ દરોસ્ત કરાવે તે વાજબી કહેવાશે.

ઘડીઆલની ધાતુ ઉપર ગરમી સરદી અસર કરે છે, જેમકે "Heat expands and cold contracts," માટે એક ઘડીઆલ આફરી-

કામાં જો બરાબર વખત આપશે તો તે હીમાલય પરવતપર બરાબર આ-બશે નહીં, માટે આપણાં પાક જશનોની કીરીયાને સારૂ એક ઘડીઆળની મીસાલ આપવી નામુનાસેબછે.

તા૦ ૨૪ મી એપરીલ ૧૮૮૨.

અ. સો. દ. કા.

---

## રપીથવનનું જશન.

"રા૦ ગો૦ તથા સં૦ પ્ર૦"ના અધીપતી જોગ—

સાહેબ—ગઇ તા૦ ૩૦ મી એપરીલનાં તમારાં પતરમાં સમજાવવામાં આવયું છે કે પાજંદ ભણતરોમાં "અવસતાનીજ મીસાલે વધાર ઘટાર "કરવાની કોઇને સતા નથી. અને જો કોઇ તેમાં વધાર ઘટાર કરેતો "ધરમની રાહે તેનો મોટો ગુનાહછે." વલી આગલ ચાલતાં સમજાવયુંછે કે "કોઇ દહાડે કોઇએ જુના પાજંદ ભણતરોમાં નવું ઉમેરવાની કે કેટ-"લુંક ઓછું કરવાની હીમત કીધી નથી, બલકે જે આગલા વખતનુંછે "તેમાં વધાર ઘટાર કરવાનો મોટો ગુનાહછે એમ આજસુધી તમામ જર-"થોશતીઓ માનતા આવેલાછે." એ દાખલા આપીને સમજાવવાની મકસદ એરાખી છે કે ઘમબારની આફ્રીનમાં અરદેશર બાબેકાન તથા અરદાવીરાફ વગેરે નામો જો આવેલાં હોય તો ઘમબારની આફરીન પાછલા જમાનામાં યાહુદી મતના આધારે ઉભી થયલી સમજવી.

ઉપર મુજબ જે સમજાવવામાં આવયુંછે તે વાત ખરીછે કે નહીં તે તપાસીએ—વાંચનારા સાહેબો જાણેછે કે ખુદ અવસતા ભાશામાં લખાયલી કેટલીક સેતાએશોમાં, પેશદાદી વખતના ઘણાક મહાપુરૂશો, તેમજ કુલવંતસ્ત્રીઓનાં નામની, બલકે કેટલીક પરખ્યાત જગાઓની યાદ કરેલીછે. તેજ પરમાણે અસલ અવસતાની ઘમબારની આફરીનનો પાજંદમાં તરજુમો કરતી વેલા તે વખતે થઇ ગયલા નામીચા પાદશાહો યા દસતુરોનાં નામો વાપડેલાં હોયતો. તેમાં ગેરમુનાસેબ જેવું શું છે? અને તેથી ઘમબારની આફ્રીન ઉપર શક લાવવાનું શું કારણ છે?

ઉપર સમજાવવામાં આવયુંછે કે પાજંદ ભણતરોમાં કાંઇ નવું ઉમેરવું એ ગુનાહ ભરેલુંછે. એ વાત ખરી છે કે ખોટી તે તપાસીએ—આપણી કેટલીક અવસતાની બંદગીઓનો તરજુમો પાજંદમાં થયલો આપણ જો-

ઇએ છીએ, જેમકે કેટલાક સાહેબો ધારેછે તેમ "નામસેતાએશને" તથા "કેરફેહ મોજદ" તથા "પનામે યજદાન" ઇતયાદી, ઇતયાદી. આપણી ઘણીખરી બંદગીઓમાં શરૂઆતનો ભાગ "પનામે યજદાન"નોછે, તે "પ પતેત હોમ" સુધી પાજંદમાં છે. હવે ઓરશેદ નીઆએશમાં એ પાજંદ બંદગીમાં અલરેજક, મખલુક વગેરે કેટલાક બોલો બીજી બાશાના આપણા નેઆગાનોએ ઉમેરેલા છે, એ દાખલા ઉપરથી કાલ ઉઠીને જબાનશનાસો કહે કે એ બોલાતો અરબી બાશાનાછે તેથી "પનામે યજદાન" ની બંદગી કબુલ રાખવા જોગ નથી, તે જેમ ભુલ બરેલું થાય, તેમ ધમબારની આફ્રીનમાં કેટલાક મહા પુરશોનાં નામો આવેલાં હોયતો, તે ઉપરથી તે આફરીન યાહુદી ધરમના મત ઉપરથી ઉભી થયલી સમજવી ભુલ બરેલું છે.

ધમબારની આફ્રીન વીશે ઘણીક બીજી શાહદતો મેં આપીછે. પણ તે ખોટીછે એવું બોલવામાં એક બીજી દલીલ લાવવામાં આવીછે કે "એક ચોથી પેહડીનો વડવો એક વસીઅતનામું કરી ગયો હોય, તેની ' એક નકલ ત્રીજી પેહેડીના વડવાએ કીધી હોય, તેમાં બીજી પેહેડીના ' વડવાએ પોતાની તરફનું કાંઇ ઉમેરયું હોયતો કોઇબી અદાલતમાં ત્રીજી ' અને બીજી પેહેડીના વડવાઓનું વસીયતનામું રદ ગણાશે. અને ચોથી પેહેડીના મુલ વડીએલનું લખેલું કબુલ રહેશે." પહેલેતો સાબેત કરવું જોઇએ કે એક પૌત્ર (પાજંદ) એ પોતાના બપાવા (અવસતા) નાં વસીઅતનામામાં પસોપેશ કીધુંછે. ઓર નીચેના દાખલા ઉપરથી જોવામાં આવશે કે તે પૌત્રએ કાંઇ પણ ફેરફાર કરયા વગર એમનુંએમ પોતાના બપાવાનું વસીઅતનામું કાયમ રાખેલું છે.

ઉપલી દલીલથી એવું સમજાવવાની મકસદ રાખેલી જણાયછે કે પેદાએશો કેવી રીતે થઇછે તેનું વરણન અસલ અવસતામાં નથી, પણ પાજંદ જુબાનની ધમબારની આફરીનમાં તે વરણનછે, તેથી પાછલથી જુઠથી તે ઉમેરાયલું છે. વાંચનારા સાહેબોએ જોઇ લીધું હશે કે ઇજશનેના ૧૯ મા હામાં પેદાએશો વીશે અશો હોરમજદને અશો જરથોશત પુછેછે તેમાંતો ૭) પેદાએશોછે. તેથી જો જબાનશનાસોના કહેવા પરમાણે એ હા ઉપરથા તોરાતમાં પેદાએશો વીશેના દહાડા મુકરર થયા હોતતો તેમાં ૬) ને બદલે ૭) દહાડા હોત. પણ તોરાનમાં ૬) દહાડા લખેલાછે, તે ઉપરથી સાબેત થાયછે કે અસલ અવસતામાં ધમબારની આફરીન હોવી જોઇએ. ને તે ઉપરથી તોરાતમા ૭) નહીં, પણ ૬) દહાડા છે. અને હાલ પાજંદમાં જે

આપરીન છે, તે અસલ અવસતાની આફ્રીનનો તરજુમોછે એવું જબાનશનાસોની પોતાનીજ તકરાર ઉપરથી સાબેત થાયછે.

એ સઘલી તકરારો એક કોરે મુકીએ ને ખુનદેહેશમાં દુન્યાં પેદા થવા વીશે જે ફકરો આવેલોછે તેને એકબારગી રદ કરીએ. અને તેજ પરમાણે ખમબારની આફ્રીન પણ ખોટીછે એવું એક બારગી કબુલ રાખીએ. અને આપણાં જશનોના અરથો ઉપર બરોશો રહેતો નથી, તે છતાં તે ખરા અરથોછે, એવું પણ તકરાર ખાતર કબુલ કરીએ. અને આપણાં જશનો રૂતુઓનાંજ જશનોછે, એવું પણ એકબારગી કબુલ રાખીએ. અને પછી તા૦ ૨૩ મી એપરીલના "રાસત ગોફતાર" સાથે જે વધારો નીકુલયોછે તેમાં "ગેહો તથા ખમબારો" અને "પેતેશમ ખમબાર" ઇતયાદી વીશયો ઉપર બખાણ થયુંછે તેનાં, અને તે વીશે વધારે દલીલો નીચે મુજબ વાંચનારા સાહેબોના જોવામાં આવશે તેના જવાબો શું આપવામાં આવેછે તે જાણવાની આશા રાખીશું.

જાણે એમ સમજો કે આપણે આપણું નવું વરસ જમશેદી નોરોજથી શરૂ કીધું. અને સુરજ મેશ રાસીના પહેલા અંશે આવયો. ભણેલા સાહેબોના કહેવા પરમાણે તે દીવસે એટલે ફરવરદીન મહીનો અને હોરમજદ રોજ યાને તા૦ ૨૧ મી મારચે ઉતર ગોળારધમાં રપીથવનનું જશન ઇજવું જોઇએ. અને દક્ષીણ ગોળારધમાં તા૦ ૨૩ મી સપટેમબર યાને મેહેર મહીનો અને અમરદાદ રોજે એ જશન ઇજવું જોઇએ. ઉપલી દલીલ મુજબ વીશુવવરૂતની ઉતરે એક મુલક ગમે એટલો દુર હોય, અને તયાં ગમે એવી કકરવી ઠંડી પડતી હોય તે છતાં તેને સુરજની નજદીક સમજીને રપીથવનનું જશન ઇજી શકીએ, તયારે વીશુવવરૂતની દક્ષીણે એક મુલક ગમે એટલો નજદીક હોય, અને તયાં નહીં ખમાય એવી સખત ગરમી પડતી હોય તે છતાં તે સુરજથી દુર સમજીને રપીથવનનું જશન નહીં ઇજી શકીએ, એવી સમજણ કીઆ જરથોશતી કબુલ રાખશે! તયારે જબાનશનાસોના કહેવા પરમાણે જેમ દરેક રેખાંશ ઉપર જુદી જુદી વખતે ગેહો ભણવામાં આવેછે તેમ દરેક અક્ષાંશ ઉપર શું જુદી જુદા વખતે રપીથવન ઇજવાનું રાખીએ? તેમ કરીએ છીએ તો નીચે મુજબ એ જશન ઇજવાનો હીંગામ આવશે:—

વીશુવવરૂત ઉપર દર છ છ મહીને.
સીલોનમાં ૪) મહીનામાં બે વખત.
મદરાજમાં ૨) મહીનામાં બે વખત.

મુંબઇમાં ૧૧) મહીનામાં બે વખત.
સુરતમાં ૧૫) દહાડામાં બે વખત.
કલકતામાં ૮) દહાડામાં બે વખત.
અમદાવાદમાં ૪) દહાડામાં બે વખત.

મતલબ કે ઇકવેટરથી તે ટરોપીક ઓફ કેનસર સુધીના તમામ મુલકોમાં ૬) મહીનાના અરસામાં ઓછે વધતે દહાડે બે વખત એ જશન ઇંજવાનો હીંગામ આવશે. અને મેં આગલ કહયુંછે તેમ ગુજરાતની ઉતરેના ખુદ હીંદુસતાનનાં તમામ શેહેરોમાં, આખા યુરોપમાં, ઉતર અમેરીકામાં, એશીઆના ઘણાખરા ભાગોમાં, તથા ખુદ ઇરાનમાં રપીથવન ઇંજવાનો હીંગામ બીલકુલ આવશે નહીં. જબાનશનાસોના કહેવા પરમાણે અક્ષાંશો ઉપર જુદી જુદી વખતે જશનો ઇંજવાનું રાખીએ તો ઉપર મુજબ પરીણામ નીકળે છે, જે અમલમાં નહીં આવે એવું છે તેથી રદ કરવું જોઇએછે. એજ મુજબ અનાજના તથા બીજા ઘમબારોને વાસતે પણ વાંચનારા સાહેબો પોતે પોતાની મેળે દાખલાઓ આપી જબાનશનાસોનું કહેવું રદ કરી શકશે. તેથી જશનોની ક્રીઆ હીગામસર નહીં થાય તો ગુનાહ થાય, ક્રીઆઓ રદબાટેલ થાય, પઇસા વયરથ જાય, એવો ફોકટનો ધભરાટ આપણે છોડી દેવો જોઇએ છે.

બનને ગોળારધોમાં ઘમબારો શું અવારનવાર કરવા જોઇએ ? તથા ગેહો, તથા ઘમબારો તથા પેતેશેમ ઘમબાર, તથા ગેહો તથા રોજ માહો, તથા રપીથવનનું જશન, એ વીશયો ઉપર લખાણ કરી જે તકરારો લેવામાં આવીછે તે વીશે મારા વીચારો કદાચ ભુલ ભરેલા હોય તેથી ભણેલા સાહેબો તરફથી શું જવાબો મલેછે તે જાણવાની આશા રાખી આ સમાપત કરવાની હું રજા લેઉછું.

તા૦ ૧ લી મેએ ૧૮૮૨.

અ. સો. દ. કા.

